# ગઝલના છંદોમાં અષ્ટકલ સંધિ :- ગાંગાગ઼ાગા

(ઉપર ટપકું = મુખ્ય પદ્યભાર અને નીચે ટપકું = ગૌણ પદ્યભાર)

ગા = એક ગુરૂ

લલ્ = સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુ

લલ = સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુ

ગઝલના છંદો માત્રામેળ છંદો છે કે જેમાં એક ગુરુના સ્થાન પર બે લઘુના પ્રયોગની છૂટ હોય છે. બોલચાલમાં બે લઘુનું ઉચ્ચારણ બે રીતે થાય છે, 'લલ્' સ્વરૂપે અને 'લલ' સ્વરૂપે. સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુમાં ('લલ્' સ્વરૂપમાં) પહેલો લઘુ સ્વર સહિત અને બીજો લઘુ હલન્ત (ખોડો) ઉચ્ચારાય છે જ્યારે સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુમાં ('લલ' સ્વરૂપમાં) બંને લઘુ સ્વર સહિત ઉચ્ચારાય છે.

| | |
|---|---|
| ગર = ગર્ = લલ્ | પર = પર્ = લલ્ |
| ગરજ = ગ+રજ્ = લ+લલ્ | પરખ = પ+રખ્ = લ+લલ્ |
| ગરબો = = ગર્+બો = લલ્+ગા | પરચો = પર્+ચો = લલ્+ગા |
| ગરિમા = ગરિ+મા = લલ+ગા | પરૂ = લલ |
| ગિર = ગિર્ = લલ્ | પુર = પુર્ = લલ્ |
| ગિરજા = ગિર્+જા = લલ્+ગા | પુરતું = પુર્+તું = લલ્+ગા |
| ગિરિ = લલ | પુરૂ = લલ |

સબળ = સ+બળ્ = લ+લલ્

સબળું = સબ્+ળું = લલ્+ગા

દિલબર = દિલ્+બર્ = લલ્+લલ્

કવિતા = કવિ+તા = લલ+ગા

(છૂટ લઈને ક+વી+તા = લ+ગા+ગા લઈ શકાય.)

અનુમતિ = અનુ+મતિ = લલ+લલ

(છૂટ લઈને અ+નૂ+મ+તી = લ+ગા+લ+ગા અથવા અ+નૂ+મતિ = લ+ગા+લલ લઈ શકાય.)

અનુભવ = અનુ+ભવ્ = લલ+લલ્

(છૂટ લઈને અ+નૂ+ભવ્ = લ+ગા+લલ્ લઈ શકાય.)

‘લલ્’ સ્વરૂપના બે લઘુનો પ્રયોગ છંદમાં કોઈપણ ગુરુના સ્થાન પર કરી શકાય છે જ્યારે ‘લલ’ સ્વરૂપના બે લઘુનો પ્રયોગ છંદમાં મુખ્ય અને ગૌણ પદ્યભારવાળા ગુરુના સ્થાન પર તથા છંદના અંત્ય ગુરુના સ્થાન પર કરી શકાય નહીં. આ નિયમને ધ્યાનમાં રાખીને છંદમાં ‘લલ’ સ્વરૂપનો પ્રયોગ એ રીતે કરવો જોઈએ કે જેથી સ્પષ્ટ ઉચ્ચારવાળા બેથી વધુ લઘુ એકસાથે ન આવે. એકસાથે સ્પષ્ટ ઉચ્ચારવાળા બેથી વધુ લઘુનો પ્રયોગ ગઝલમાં થતો નથી. સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુના (‘લલ્’ સ્વરૂપના બે લઘુના) પ્રયોગ માટે આ નિયમ બંધનકર્તા નથી. છંદમાં એકસાથે બધા જ ગુરુના સ્થાન પર પણ ‘લલ્’ સ્વરૂપના બે લઘુનો પ્રયોગ કરી શકાય છે. ‘લલ્’ સ્વરૂપના બે લઘુનો પ્રયોગ એકસાથે એકથી વધુ ગુરુના સ્થાન પર (છંદના કોઈપણ ગુરુના સ્થાન પર) કરી શકાય છે જ્યારે ‘લલ’ સ્વરૂપના બે લઘુનો પ્રયોગ એકસાથે એક જ ગુરુના સ્થાન પર (છંદના છેલ્લા ગુરુ સિવાયના પદ્યભાર વિનાના ગુરુના સ્થાન પર) કરી શકાય છે. નીચે દર્શાવેલ ત્રણ છંદોના વિવરણ પરથી આ વાત સમજવામાં સરળતા રહેશે. આ વિવરણમાં એક પંક્તિમાં એક ગુરુના સ્થાન પર ‘લલ્’ અને ‘લલ’ સ્વરૂપના બે લઘુનો પ્રયોગ મહત્તમ કેટલીવાર કયા-કયા ગુરુના સ્થાન પર થઈ શકે એ દર્શાવ્યું છે.

(૧)

ગાંગાગ઼ાગા ગાંગાગ઼ાગા

| ગાં | ગા | ગ઼ા | ગા | ગાં | ગા | ગ઼ા | ગા |
|---|---|---|---|---|---|---|---|
| લલ્ | લલ્ | લલ્ | લલ્ | લલ્ | લલ્ | લલ્ | લલ્ |
| | લલ | | લલ | | લલ | | |

(૨)

ગાંગાગ઼ાગા ગાંગાગ઼ા

| ગાં | ગા | ગ઼ા | ગા | ગાં | ગા | ગ઼ા |
|---|---|---|---|---|---|---|
| લલ્ | લલ્ | લલ્ | લલ્ | લલ્ | લલ્ | લલ્ |
| | લલ | | લલ | | લલ | |

(3)

ગાંગાગ઼ાગા ગાંગાગ઼ાગા ગાંગાગ઼ાગા ગાંગાગ઼ા

| ગાં | ગા | ગ઼ા | ગા | ગાં | ગા | ગ઼ા | ગા | ગાં | ગા | ગ઼ા | ગા | ગાં | ગા | ગ઼ા |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| લલ્ | લલ્ | લલ્ | લલ્ | લલ્ | લલ્ | લલ્ | લલ્ | લલ્ | લલ્ | લલ્ | લલ્ | લલ્ | લલ્ | લલ્ |
| | લલ | | લલ | | લલ | | | | લલ | | લલ | | લલ | |

## ગઝલ

(છંદ :- ગાંગાગ઼ાગા ગાંગાગ઼ાગા)

જેનું જીવન ધૂપસળી છે
અંત લગી એ જાત બળી છે

કેમ હિમાલય સ્થિર ન થાએ
એક જોગીની ઓથ મળી છે

એવો પણ છે એક ભગીરથ
ગંગા જેના ઘટમાં ભળી છે

ગાજી ઊઠશે વ્યોમનું આંગણ
શ્વેત વિહંગને શુદ્ધિ વળી છે

વાર કરીને મૃત્યુંજય પર
કાળે ઝેરી ઘૂંટ ગળી છે

કેમ સુરાલય ગર્વ કરે ના
પીતાં પીતાં આંખ ઢળી છે

ત્રિરંગો છે બેલી મારો
'શૂન્ય' કફનની ચિંતા ટળી છે

- 'શૂન્ય' પાલનપુરી

આ ગઝલનું ગણવિભાજન પ્રસ્તુત છે કે જેમાં 'ગાંગાગ઼ાગા ગાંગાગ઼ાગા' છંદના દરેક ગુરુના સ્થાન પર ગા, લલ્ કે લલ સ્વરૂપનો પ્રયોગ થયો છે એ પણ દર્શાવ્યું છે. આ ગણવિભાજનના અભ્યાસ પરથી એ પણ સમજી શકાશે કે કોઈ એક શબ્દનો છેલ્લો અક્ષર અને ત્યારપછીના શબ્દનો પહેલો અક્ષર મળીને એક ગુરુ ગણવાની છૂટ પણ છંદના છેલ્લા ગુરુ સિવાયના પદ્યભાર વિનાના ગુરુના સ્થાન પર જ લેવામાં આવે છે.

ગણવિભાજન

| ગાં | ગા | ગ઼ા | ગા | ગાં | ગા | ગ઼ા | ગા |
|---|---|---|---|---|---|---|---|
| જે | નું | જી | વન | ધૂ | પસ | ળી | છે |
| ગા | ગા | ગા | લલ્ | ગા | લલ | ગા | ગા |
| અં | તલ | ગી | એ | જા | તબ | ળી | છે |
| ગા | લલ | ગા | ગા | ગા | લલ | ગા | ગા |
| કે | મહિ | મા | લય | સ્થિ | રન | થા | એ |
| ગા | લલ | ગા | લલ્ | ગા | લલ | ગા | ગા |
| એક | જો | ગી | ની | ઓ | થમ | ળી | છે |
| ગા | ગા | ગા | ગા | ગા | લલ | ગા | ગા |
| એ | વો | પણ | છે | એ | કભ | ગી | રથ |
| ગા | ગા | લલ્ | ગા | ગા | લલ | ગા | લલ્ |
| ગં | ગા | જે | ના | ઘટ | માંભ | ળી | છે |
| ગા | ગા | ગા | ગા | લલ્ | લલ | ગા | ગા |
| ગા | જી | ઊ | ઠશે | વ્યો | મનું | આં | ગણ |
| ગા | ગા | ગા | લલ | ગા | લલ | ગા | લલ્ |
| શ્વે | તવિ | હં | ગને | શુદ્ | ધિવ | ળી | છે |
| ગા | લલ | ગા | લલ | ગા | લલ | ગા | ગા |
| વા | રક | રી | ને | મૃત્ | યું | જય | પર |
| ગા | લલ | ગા | ગા | ગા | ગા | લલ્ | લલ્ |
| કા | ળે | ઝે | રી | ઘૂં | ટગ | ળી | છે |
| ગા | ગા | ગા | ગા | ગા | લલ | ગા | ગા |
| કે | મસુ | રા | લય | ગર્ | વક | રે | ના |
| ગા | લલ | ગા | લલ્ | ગા | લલ | ગા | ગા |
| પી | તાં | પી | તાં | આં | ખઢ | ળી | છે |
| ગા | ગા | ગા | ગા | ગા | લલ | ગા | ગા |
| ત્રિ | રં | ગો | છે | બે | લી | મા | રો |
| ગા | ગા | ગા | ગા | ગા | ગા | ગા | ગા |
| શૂન્ | યક | ફન | ની | ચિં | તાટ | ળી | છે |
| ગા | લલ | લલ્ | ગા | ગા | લલ | ગા | ગા |

‘ગાંગાગ઼ાગા’ સંધિના સ્થાન પર ‘લંગાલગ઼ાગા’ અને ‘ગાંગાલ઼ગાલ’ સંધિનો પ્રયોગ પણ જોવા મળે છે તથા ‘ગાંલગાલગા’ અને ‘લંગાગાલગા’ સંધિનો પ્રયોગ પણ કોઈકવાર જોવા મળે છે કે જેની ચર્ચા ઉપર કરી નથી. બને ત્યાં સુધી ‘ગાંગાગ઼ાગા’ સંધિના સ્થાન પર ‘ગાંલગાલગા’ અને ‘લંગાગાલગા’ સંધિનો પ્રયોગ બને ત્યાં સુધી ટાળવો જોઈએ કારણ કે એ બંને સંધિમાં ગૌણ પદ્યભારની માત્રા સંધિના બીજા ગુરુની બીજી માત્રા પર સ્થિત હોવાથી દબાઈ જાય છે.

**Uday Shah**
**Dadatattu (Sai) Street, Navsari – 396445, Gujarat – India.**
**(M) +919428882632**
**Websites :-**
**www.udayshahghazal.com**
**www.sites.google.com/site/udayshahghazal**
**www.sites.google.com/site/udayshahghazals**
**www.sites.google.com/site/udayshahxyz**